.....મોલાના યુસુફ ઘરડા મરહુમ...

હઝરત રહીમહુલ્લાહ નેકદીલના માલીક હતા
કાર્ય એવા હતા કે ખુશ એમનાથી ખાલીક હતા

હઝરત મદની ના આપ શાગીર્દ હતા
દારુલ ઉલુમ દેવબંદના ફાઝીલ હતા

દીનની ખીદમત જીવનભર કરી હતી
સેંકડો છોકરીઓ આપના પાસે પઢી હતી

દીલમાં મખલુકે ખુદાની મહબ્બત ભરી હતી
મુખપર રહેતી હમેશા મુસ્કાન અને હંસી હતી

વીવીધ ક્ષેત્રે કોમની ખીદમત કરી હતી
માટે લોકોના દીલોમાં ઈજ્જત ઘણી હતી

બુઝુરગ ઉલમા ગામની મુલાકાતે આવતા હતા

તો એમના સાથે મુલાકાતનો સમય જરૂર રાખતા હતા

મરહુમ સ્ટેજની રોનક અને ઝીનત હતા
સ્વભાવે મિલનસાર અને નેક સીરત હતા

ઉલમાના બયાનમાં જરૂર હાજર રહેતા હતા
મેહમાન વીશે તઆરુફી કલીમાત પણ કહેતા હતા

સફે અવ્વલના નમાજી અને જમાઅતના પાબંદ હતા
ભાઈમીયાં ભાઈ એમના દોસ્ત અને ભાઈબંધ હતા

મયયીતને આખરી ગુસ્લ દેતા હતા
એ કામ પર ન કોઈ ઉજરત કે પૈસા લેતા હતા

મયયીતને અલ્લાહ વાસ્તે ગુસ્લ આપતા હતા
સાથે ફેમીલીને દીલાસો પણ આપતા હતા

સલામની છે દુઆ ખુદા મકબુલ કરે
એમની દીની ખીદમાત ને કબુલ કરે

....સલામ લાજપુરી...

...ઉસતાઝે મરહુમ હઝરત કારી યુનુસ લીંબાડા...

ભલે આપ દુનિયા છોડી ગયા
પાછળ યાદો સુનહરી મુકી ગયા

પઢાવ્યુ માદરે ઈલમીમા ઘણાં વર્ષ
સેંકળો શાગીરદ છોડી ગયા

જેમણે સાંભળી વફાતની ખબર
એ જનાઝામા હાજરી આપવા દોડી ગયા

હતા મરહુમ હયાતમાં ખુશ્બુના ખુબ શોખીન
વફાત પછી પણ અખલાકની મહક છોડી ગયા

હતા આપ એક ખાસ મીજાજના માલિક
આજે માલિક ની બારગાહ મા પહોંચી ગયા

છે સલામ ની દુઆ તુરબત પર રહમતે બારી વર્ષા કરે

અને ખુદા ફીરદોસ માં બુલંદ એમના દરજા કરે

... સલામ લાજપુરી...

...વાલીદ માજીદ ઈબ્રાહીમ બીન અહમદ મારવીયા
રહ......

વાલીદે મરહુમ હતા મીજાજના નરમ
હતો ખુદાનો એમના ઉપર ખાસ કરમ

લડાઈ જગડાથી હમેશા રહેતા હતા દુર
સુલહ, શાંતી, દરગુજર હતો એમનો દસ્તુર

કોઈને જોતા મુસીબતો તકલીફમાં
મહસુસ કરતા એનો દર્દ દીલમા

કહેતાકે આપણે કહેવાય લાજપુરી
લાજ શરમછે આપણા માટે જરૂરી

કેન્સરની બીમારીમાં પણ રહયા સાબિત કદમ

નહીં છોડયો સબરો-રઝાનો દામન

કહેતા હોવુ જોઈએ દીલ સાફ અને ચોખ્ખુ
નહીંતો એ ઈન્સાન નહીં છ ફીટનુ છે ખોખુ

રહી રહીને આવતી રહેછે યાદ એમની વાતો
હતી સાફ, સીધી, સરસ, અને સરળ એમની વાતો

......સલામ લાજપુરી....

...નાનાબાજી અહમદ મુસા પાંડોર...

હતા ખુબ હોશિયાર અને દાના
અહમદ મુસા પાંડોર મારા નાના

હતો એમને ક્રિકેટથી ખુબ પ્રેમ
જોવા આવતા,તા અમારી ક્રિકેટ ગેમ

પોતે પણ ક્રિકેટના સારા પ્લેયર હતા
ગામના મશહૂર અમ્પાયર હતા

જીવનમાં એમને ખુબ સુખ હતુ
સવારી માટે પાસે હીરોપુક હતુ

બાર્બાડોસનો પણ કર્યો સફર હતો
રહયો સફર ઘણો સફળ હતો

પઢતા રોજ ન્યૂઝ પેપર હતા
મારા મોહસીન અને રેહબર હતા

ખાસ મિત્ર એમના અ.હૈય મસ્તાન હતા
કરતા આપસમા શેર એકમેકની દાસ્તાન હતા

રોજ સાંજે સ્ટેન્ડ પર રહેતી બેઠક હતી
દીલને એમને જોઈ મળતી ઠંડક હતી

કહેતા.તા પઢીને મને બખસતા રહેશો
દુઆમાં ગુનેગારને પણ યાદ કરતા રહેશો

માલેગાંવ બનાત માટે કરતા કલેક્શન હતા

ખાસ ઘરોનુ એ માટે કરતા સિલેક્શન હતા

ચાય પીવાના ખુબજ શોખીન હતા
ચુસકી લેતા ચાયની રાત-દીન હતા

મળવા આવતા છોકરીઓને લાજપુર હતા
કરતા છોકરીઓને વ્હાલ ભરપુર હતા

સલામની છે દુઆ નાના છુટીજાય નિર્દોષ
અને બફજલે ઈલાહી પહોંચી જાય ફીરદોસ

.... સલામ લાજપુરી....

ઈબ્રાહીમ બીન ઈસ્માઈલ વાડી રહ.....

શરીફુન નફસ નેકદીલ રોશન જમીર હતા લાજપુર
દાઅવતો તબલીગના અમીર હતા

દર જુમેરાતે સુરત મરકજ પર દેતા હાજરી હતા
ગામમાં જઈ કરશે દાઅવતનું કામ દેતા ખાતરી હતા

યુવાનીથી નમાજે તહજજુદના પાબંદ હતા
ઈબાદતની અદાઈગીમાં અનુભવતા આનંદ હતા

મરકજથી થતા જે પણ દીની તકાઝા હતા
એ માટે રાખતા ખુલા દીલના દરવાજા હતા

જે મુસલમાન મળતો રાહમાં કરતા સલામ હતા
પ્યાર મહબ્બતથી કરતા બધા સાથે કલામ હતા

નફસો શૈતાનના તકાઝાને કરતા હલાક હતા
મસ્જિદમાં દેતા રોજ અઢી કલાક હતા

જમાઅતે દાઅવતના સાથીઓ એમના ભાઈબંધ હતા
દરેક સાથે એમના સારા સુંદર મધુર સંબંધ હતા

નમાજ બાજમાઅત માટે ઘણીવાર પઢતા અઝાન હતા
દાઅવતો તબલીગના કામ પર છીળકતા એ જાન હતા

દીની કામ માટે કુરબાન એમના લયલો નહાર હતા

થઈ જતા એ માટે આનન ફાનન તૈયાર હતા

હતા જમાઅતમાં ને થઈ ગયા બીમાર હતા
પામી મુબારક મોત શહાદતના થઈ ગયા હકદાર હતા

ઈંતીકાલ પર બધા લોકો કરી રહયા એમના વખાણ હતા
એમના વીશે એવી વાતો સાંભળી જેનાથી અજાણ હતા

આજે પણ ગામ અને કામને કમી એમની ખલે છે
એમના જેવા મુખલીસ ખાદીમ કયાં રોજેરોજ મળે છે

સલામની છે દુઆ ખુદા કબુલ કરે
એમની દરેક દીની ખીદમાત મકબુલ કરે

... સલામ લાજપુરી...

...મરહુમ સુલેમાન ચાચા કાજી...

હતા નેકદીલ નામ સુલેમાન કાજી હતુ
એમને મળી દીલ થતુ રાજી હતુ

ચેહરા પર ચમકતુ સુન્નતનું નુર હતું
જીવન એમનુ ખુશીઓથી પુર હતુ

પેશાથી મરહુમ કીસાન હતા
ખુબજ ભલા ઈન્સાન હતા

મોત સુધી કરતા રહયા ખેતી હતા
હતા નેકનામ કરતા રહયા નેકી હતા

નવી મસ્જિદના રહયા મુતવલ્લી હતા
નમાઝમાં પહેલી સફના મુસલ્લી હતા

કીસ્મતના ધની અને ભાગ્યવાન હતા
દીલના ખુબજ દયાળુ અને દયાવાન હતા

નમાઝ રોજાના પાબંદ મુસલમાન હતા
આપતા દરેકને દીલથી સન્માન હતા

ટીમને અમારી રમવા માટે આપતા દાન હતા
એ દીલના ગની અને ધનવાન હતા

કરતા કાયમ રાજદૂતની સવારી હતા
ના કરતા કોઈ સાથે લડાઈ હતા

... સલામ લાજપુરી...

... મરહુમ ઇસ્માઇલ ચાચા( મામાં હકકુલ્લાહ)...

પાંચ વખતના નમાઝી અને દીનદાર હતા
દીલના ઘણા દયાળુ અને દીલદાર હતા

અસલ નેમ એમનું ઇસ્માઇલ હતુ
મુખપર રહેતુ કાયમ smile હતું

દેતા રોજ સવારે બુલંદ અવાજે એ દાઅવતે હકકા
હતા
એ નીસબતથી કહેતા બધા એમને મામા હકકુલ્લાહ

હતા

યુવાનીથી પઢતા બાજમાઅત નમાઝ હતા
જે મુસલમાન રાહમા મળતો કરતા એને સલામ હતા

સવારે ઊઠતાની સાથેજ કરતા ઈસ્લામનો પ્રચાર હતા
બાળપણથીજ એમના ઉચ્ચ અને સારા વીચાર હતા

મળસ્કે ઉઠી દરેક મહોલ્લાવાસીઓને દેતા અવાજ
હતા
કે નમાઝ પઢીલો,નમાઝ નીંદથી બેહતરછે, આ
એમના અલફાજ હતા

મરહુમ સુન્નતના આશીક અને પાબંદ હતા
સુન્નતની અદાઈગીમાં અનુભવતા એ આનંદ હતા

સાલીહીનનો લીબાસ કરતા એ ઝેબેતન હતા
મરહુમ એક સાચા મુહીબ્બે વતન હતા

મીજાજ માં હતી એમના ખુબ આજીઝી

ખુદા થાય એમનાથી ખુશ અને રાજી

સલામની છે દુઆ ખુદા મકબુલ કરે
એમની દીની ખીદમાતને કબુલ કરે

.સલામ લાજપુરી.....

.......હબીબ ભાઇ તરી પટેલ......

વેલ્ફેર સોસાયટીના પ્રમુખ હતા
સ્વભાવે દયાળુ અને હસમુખ હતા

સોસાયટીની ખીદમત માટે રહેતા તૈયાર હતા સુલેમાન
ભાઈ એમના ખાસ મિત્ર અને યાર હતા

પઢતા પાબંદીથી પાંચ ટાઈમન નમાજ હતા
ખુદાની કરતા ઈબાદત સવાર સાંજ હતા

રોજી રોટી માટે કરતા દુકાન હતા
ફારીગ ટાઈમ પર બેસી પઢતા કુરઆન હતા

રહીમીયા હોસ્પીટલ માટે કરી ઘણી મહેનત હતી
ગામવાસીઓ માટે એમની જાત રહેમત હતી

કોઈ આવતી મુંઝવણ લાવતા એનો ઉકેલ હતા
એવા અમારા હબીબ ભાઈ તરી પટેલ હતા

કોઈ એમને કંઇ કહી જતુ કરતા સહન હતા.
છતા પણ રહેતા સોસાયટીના કામમાં એ મગન હતા

એમની ખોટ સોસાયટીને આજે પણ ખલે છે
આવા માણસો ક્યાં જલ્દીથી મલે છે

સલામની છે દુઆ ખુદા કબુલ કરે
મરહુમની તમામ ખીદમાતને મકબુલ કરે

ખુદા આપની ભરપુર મગફીરત કરે
નુરથી મુનવવર એમની તુરબત કરે

.સલામ લાજપુરી.....

...કારી ઈસ્માઈલ બિસ્મિલ્લાહ સાહીબ દામત
બરકાતુહુમુલ આલીયા...

છે ખૂબ મહરબાન એમના ઉપર ખાલીક
ઘણી બધી ખૂબીઓનાછે માલીક

કરીછે જેમણે ઘણા ખૈરના કામોની બિસ્મિલ્લાહ
નામછે એમનુ કારી ઈસ્માઈલ બિસ્મિલ્લાહ

કરેછે જે પણ નેક કામની એ બિસ્મિલ્લાહ
થાયછે તે કાર્ય સક્સેસ બીહમદીલલાહ

સીખી છે જેમનાથી એમણે તજવીદો કીરાઅત
છે નામ એમનુ મોહતરમ કારી અહમદુલ્લાહ

જયાં સીખવવામાં આવેછે બેહતરીન કીરાઅત
નામછે એ મદરસાનુ જામીઅતુલ કીરાઅત

છે મશહુર ત્યાંની હાફિઝ કલાસ

પઢાઈછે એની બેહતરીન ને ફર્સ્ટ ક્લાસ

આલીમીયતમાં આપવામાં આવેછે તાઅલીમે હદીશ
છે મુફ્તી અબ્બાસ ત્યાંના શૈખુલ હદીશ

જામીઆની મસ્જિદ છે ખુબજ આલીશાન
ઈસ્લામનુંછે એ શઆઈર ને નિશાન

છે ઈલમી ખાનદાનથી એમને નીસબત
રહીછે આ ખાનદાનની ખુબ દીની ખીદમત

છે ખાનદાનમા,આલીમ, મુફ્તી,કારી
ખાનદાન પર મહરબાનછે રહમતે બારી

રાખીછે કારી સાહીબે સ્કુલની પણ બુનિયાદ
થાયછે સ્કુલને જોઈ દીલ ખુશ અને શાદ

સ્કુલનું નામ છે ખુબજ પ્યારુ અમન
છે દીલકશ અને પ્યારુ એ ઈલમી ચમન

રાખેછે ત્યાંની દેખરેખ ભાઈ શકીલ
એમના હાથમાં છે સ્કુલની નકીલ

છે મોસુફ હોશિયાર અને અકીલ
ખુશછે એમના કાર્યથી કારી ઈસ્માઈલ

બનાવીછે કારી સાહીબે નવી ગાર્ડી હોસ્પીટલ
હોયછે મોસુફના ઈરાદા સાફ અને અટલ

કારી સાહીબછે ઝકી અને સાહીબે અકલ
જાણે છે કેયા કામને આપવું શું શકલ

નથી એમના મીજાજમાં કરવુ જંગો જદલ ખુદા કરે
અતા એમને ખીદમતનો બદલ

ગાર્ડી હોસ્પીટલથી પેસનટોને મળેછે રાહત
થાય હોસ્પીટલના પ્રોજેક્ટ પુરા, સલામ ની છે ચાહત

સલામ ની દુઆ ખુદા કબુલ કરે
કારી સાહેબને ઉમરે દરાજ નસીબ કરે

કારી સાહેબના દરેક કાર્યમાં રહયો છે જેમનો સાથ
જે વ્યક્તિ ચાલ્યોછે એમના સાથે દીન રાત

દીલ દઈને કરેછે જે દરેક કામ
મો.શોએબ ભગતછે એનુ નામ

કારી સાહેબની પુરી ટીમ મુબારકબાદીને પાત્ર છે
એમનુ કાર્ય ખુબ સરસ ને વખાણવા પાત્ર છે

......સલામ લાજપુરી......

ઝાકીર ભાઈ હા.....

દીલના છે ભોળા સ્વભાવે નરમ છે
ઉલમાની રિસ્પેક્ટ કરવું એમનો ધરમ છે

ખુદાનો એમના ઉપર ખૂબ કરમ છે
આંખોમાં એમની હયાને શરમ છે

છે પાંચ ટાઈમના નમાઝી મિજાજમાં રહમ છે
હમેશા સલામમાં એ કરતા હોય પહલ છે

છે માં-બાપના ફરમાબરદાર, ખુબ એમની સેવા કરે છે
સાચેજ જે સેવા કરેછે એને ગેબથી મેવા મળે છે

છે ગુજરાતી માટે બિઝનેસ માઈન્ડ છે
શોપ એમની ચાલે ખુબ ફાઈન છે

સલામની છે દુઆ ખુદા કબૂલ કરે
એમની દરેક આરજુ ખુદા પુરી કરે

......સલામ લાજપુરી....